# પારસીઓમાં ચાલતા ઉંધા રીવાજો

# અને તેના સુધારા.

છપાવી પ્રસિધ્ધ કરનાર,

માણેકશાહ ડોસાભાઇ આરસીવાલા.

દગોર મહોલ્લો, નાનપુરા—સુરત.

સવત ૧૯૮૧] [સને ૧૯૨૫

સુરત—ચૌટાના પુલ ઉપર આવેલા "શંકર" પ્રી. પ્રેસમાં
નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપી.

કીંમત રૂ. ૦—૨—૦.

# પારસીઓમાં ચાલતા ઉંધા રિવાજો અને તેના સુધારા.

ભાઇઓ આજકાલ આપણી કોમમા ઉંધા રીવાજોનો ઉપદ્રવ થવા માંડયો છે અને તે દુર કરવાને માટે મારા મગજમા આજે એક વિચાર આવ્યો છે તેમા હુ એટલુજ જણાવા માગુ છુ કે આપણામા પહેલો રીવાજ તો ૨૦૦૦ ને ચાર હજાર રીત આપવાનો ને લેવાનો છે.

બીજો રીવાજ બહુજ મોટી ઉમરે લગ્ન કરવાનો છે.

ત્રીજો રીવાજ મુવા પાછળ મોટા મોટા ખર્ચો કરવાનો છે

ચોથો રીવાજ—ગુંજાસ હોય કે ન હોય તો પણ લગ્ન અને જશન પાછળ મોટા ભારી ખાના ખવારવાનો છે

હું આ રીવાજો ખાસ દુર કરવાને મોટી ભલામણ કરૂં છુ

લી॰ દુવાગો,
માણેકશાહ દોસાભાઈ આરસીવાલા.
હંગોર મહોલ્લો નાનપુરા—સુરત.

તા ૧–૭–૨૫.

જો ચેતતા હોવ તો ચેતજો ભાઇ
આ દુનિઆમાં નથી કઇ નવાઇ
જો ધરતા હોવ તમે ધ્યાન
તો કહુ તમને એક બ્યાન.

હુ ફરવા જતો હતો રોજ એપોલે,
બેસ્તો હતો ગ્રામમા રોજ બપોરે

ફરી પાછો આવતો હતો રોજ સાજના,
બેસતો હતો છેક પાસે બારી બારના

આવી ઉભી રહેતી ગ્રામ છેક પારસીવાડમા,
સમજ્યુ કલકલાતનુ બ્યાન સમીસાજમા

એક પારસી જવાન ઉમર ત્રીસનો,
કલકલાત હતો તેને પોતાની માતાનો

મુખમાથી પોકાર નીકલતો હતો,
ઓ માતા તું તો ચાલી ગઇ છે પેલી જ્યાનમા

હવે ખવડાવસે કોણ મુજને,
સાચવસે કોન મુજના ઘરને

જો ઉમર વિસમા હુ પરણ્યો હતે,
તો આ દુખ મુજને વેઠવુ નહિ પડતે

નદી ભરાઈ આવી સેવકની આખમા,
સેવક બોલ્યો મુખમાથી.

આજેજ દુર કર એ રીવાજ પારસી કોમમાથી,
જો માનતા હોવ મારૂ કહ્યુ તો કહુ તે ધરજો કાન,
ઉંધા રીવાજો જો અગાડી ચાલસે તો મૂલશે આખરે અપમાન
કહું છુ હુ અનુભવ કરી શીખામનની વાત,
ઉપજે છે ઉંધા રીવાજથી જરી જરીમા ઘાત.

## પહેલો રીવાજ.

આપણી કોમમાં ઘણાએક પૈસાદાર માણસો છેં તેઓ જ્યારે પોતાની દીકરી પરણાવે છે ત્યારે તેમની સાથે ૩ થી ૧૦ હજાર સુધી રૂપીઆ આપે છે તેમને ઘોડીઓ, તલાઇ, તકીઆ, મછરદાની તેબલ ખુરસી, દીવાના લેંમપો વગેરે ઘરને લગતો સમાન આપે છે. અને એમ કરતા કરતાં તો હવે એ રીવાજ એટલે સુધી વધી ગયો છે કે તેઓ પોતાની દીકરીને સીવવાના સાચા અને એવો પણ સમાન આપે છે

આપણામા કહેવત છેકે મોટાની સુજે નાનો ચાલે મરે નહિ ને માંદો પરે. તેમ આ મોટા લોકોને જોઇને તેમની સાથે નાના પણ કરે છે, અને છેવટે તેમની કગાલ અવસ્થા થાય છે પણ છેવટે ગરીબ બાપને ભીખ માગી પુરૂ કરવાની વેલા થાય છે

કેટલીએક ગરીબ છોકરીઓને આ રીવાજને લીધે મોટી ઉમર સુધી ગરીબાઇમાં કુમારૂ પડી રહેવુ પડે છે અને એ કારણને લીધે તેઓ છેવટે બદફેલીમા પણ પડે છે તેમના મા બાપો કંઇ હમેશ જીવી શકતા નથી તેઓ ગુજરી જાય છે પછી તે છોકરીઓનુ પોશણ કરનાર કોઇ હોતુ નથી. આ મોંઘવારીના વખતમા તેમણે કોણ બેસારીને ખવારે. એક માણસનુ પેટ ભરવુ એ હાલ ઘણું મુશકેલ લાગે છે. અને તેથી તેઓને ઘેર ઘેર નોકરી કરવી પડે છે. આથી નોકરનુ કામ કરવુ પડે, ને દુખ વેઠવુ પડે છે જો તેઓ પરણ્યા હતે તો તેઓની કોમમા કેટલો વધારો થતે પણ તેઓ પરણ્યા નથી. માટે તેમની વસ્તીને તે ખોટ ખમવી પડે છે. કેટલીક વખતે તેઓ બીજી કોમના

મરદો સાથે પ્રેમમાં પડી વતલાઇ પણ જાય છે. અને કહે છે કે પારસી કોમમા જુરીયુચ શુ બીજી તેમની બેનપણીઓને પણ વતલાવાનુ કહે છે અને તેથી તેઓને પણ પોતાના ધર્મ ઉપરની શ્રદ્ધા ઉઠી જાય છે. તેઓ સદરો કસ્તી બાંધે છે પણ તેઓ પારસી ધર્મ ખરા અંત-કરણથી માનતા નથી તેઓની સાથે તેઓના છોકરા પણ આ ગ્નાન સીખે છે જો આવી રીતે કેટલાક વર્ષો ગયા છે અને બીજા કેટલાક જસે તો છેવટે પારસી કોમ દુનીઆના ૬ થા ખુનામા બી નહિ રહેશે.

હે ભાઇઓ એક વખત ફરીથી હુ તમને એટલુંજ અરજ કરુ છું કે હવે તમો આ દીકરી પરનાવતી વખતે જે રીત આપવાનો રીવાજ છે તે કાઢી નાખો જો તમે એટલુજ કહેવા માગતા હોવ કે અમારે તો દીકરીને કન્યાદાન આપવુજ જોઇએ તો તે બહુજ થોડુ આપો આપણા ધર્મમા કઇ એવુ લખેલુ નથી કે દીકરી પાછલ કન્યાદાન આપવુ જોઇએ માટે મહેરબાની કરી હવે એ રીવાજ કાઢી નાખો બધા જના એમ તો સમજે છે કે આ રીવાજ ખોટો છે પણ તે સુધારી કેમ નથી શકતા તે કઇ સમજાતુ નથી

હે ભાઇઓ તમે તો જરા વીચાર કરો એક બાપને પેટે ૩-૪ દીકરી હોય તો તેનો શુ હાલ થાય તે બીચારાની તો તાલકીજ ઘસાઇ જાય આ રીવાજને લીધે જો એક દીકરો પણ હોય છે તો તે પણ આ દીકરીઓને લીધે પરણી શકતો નથી અને એ કારણને લીધે કોમમા કેટલો ઘટાડો થાય છે તે તો જરા તમે જુવો જો આજ કાલના છોકરાઓ આ રીવાજ કારી નાખશે તો ગરીબ જરથોસ્તીઓ ઉપર મોટો ઉપકાર કીધેલો ગણાસે.

## મોટી ઉંમરના લગ્ન

આપણામા ઘણો ભાગ મોટી ઉંમરે લગ્ન થાય છે એ તો મોજુદ છે પણ આપણામા આ ટુંક સમયની જીદગી પણ એવી લર્ઝન થાય છે કે જેથી તેઓ પોતાના નાના ૨–૪ બચ્ચાઓને મુકીને મરી જાય છે તે વખતે તેઓની શુ હાલત થતી હશે તે તો જરા વિચારો આપણામા ઘણો ભાગ છોકરાઓ ૩૦ વર્ષની ઉપરનાજ પરણે છે ત્યાર પછી ૪–૫ વર્ષમા તેઓના મા બાપનો અત આવે છે અને જો નસીબ જોગે તેટલા ૨–૩ છોકરા થયા હોય તો તે છોકરાને ઉછેરવાનો તેમને ખવારવાનો પીવારવાનો એવી રીતનો બધો બોજો તેમની મા ઉપર પડે છે. અને તેની સાથે તે માને ઘરનુ પણ કામકાજ કરવુ પડે છે રાધવુ પડે છે અને એ ચીનો બધોજ સસારનો બોજો તેઓ ઉપર પડે છે આ કારણથી તે માતાઓ પોતાના બચ્ચાની સભાળ રાખી શકતા નથી તેથી બચ્ચાઓ બહુજ નબળા કુજરા અને ખરાબ દેખાવના થઇ જાય છે ઘરમા ૨–૩ બચ્ચા સાથે તે માતાનો જીવ ચીરદો બની જાય છે તે પોતાના મગજ ઉપર કાબુ રાખી શકતી નથી. અને ધીમે ધીમે માતાના ગુણો તે બચ્ચાઓમા પણ ઉતરે છે. જ્યારે તેઓનો ધણી ઘરમા આવે છે ત્યારે આખા દીવસની કટાલેલી માતા પોતના ખાવીંદ સાથે પણ ચીરડાઇ જાય છે અને આવી રીતે તેઓના સસારમા પણ કજીઓ કકાસ થાય છે તેઓનો સસાર સફળ નીવડતો નથી તેઓનુ એક બીજા પરનું હેત ઓછુ થાય છે. અને સસારમા ખલેલ પડે છે

**છોકરા તથા છોકરીઓની હાલત.** હમેશા લગ્નનો વખત ૨૦ થી ૨૫ વર્ષની અદરનો છે આજ કાલના છોકરાઓ ધીરજ રાખી

શકતા નથી કારણકે મા બાપો લાંબી ઉમર સુધી કુમારાં રાખી મુકે છે. એમ તેઓ ધારે છે. તેઓ આસપાસ બીજાઓને જોઇને જીરે છે. કેટલીક વખતે તેઓ એક બીજા સાથે પ્રેમમા પડી મા બાપની વીરૂદ્ધ થઇ પરણી પણ જાય છે.

કેટલીક વખતે તેઓ બીજી કોમના માણસો સાથે પ્રેમમા પડી વતલાઇ પણ જાય છે. જો આવી રીતે છોકરા છોકરીઓ વતલાઇ જાય તો કોમમા કેટલો બધો ઘટાડો થાય. આપણી કોમ મુળમા તો થોડી અને આ બધા રીવાજો ચાલ્યા કરે તો કોમની થોડા વર્ષમા શુ હાલત થાય. કોમની ઘણુ નસલ પણ આ દુનીઆમા રહે નાહ કેટલીક વખતે તેઓ પ્રેમમા પદે છે અને જો તેઓ એક બીજા સાથે પરણી શકતા નથી તો તેઓને જુરાપો પણ લાગે છે અને એમ કરતા તેઓ ઉમરે વધતા દુખ દરદને આધીન થાય છે અને આ દુખ દરદ કોઈ કોઇ વખતે એટલે સુધી વધી જાય છે કે તેઓ પુર જુવાનીમા મોટપણુ પામે છે. જેટલી મા દીકરીની સભાલ લે છે તેટલીજ બાપે દીકરાની પણ લેવી જોઇએ જો તેઓ સભાલ લેતા હોય તો તેઓના છોકરાઓ આજકાલ તાવદાન જેવા બનેજ નહિ. બાપે પોતાના દીકરાને છુટો મુકવોજ જોઇએ નહિ જો તેઓ મુકે તો તેઓ કેવા દોસ્તદારો સાથે ફરે છે તેઓ રસ્તે ચાલતા શુ વાત કરે છે તેની બરાબર સભાલ રાખવી જોઇએ ઘણીએક વખત તેઓ રસ્તે ચાલતા છોકરી-ઓનીજ વાત કરે છે એવુ મે ઘણીએક વખત કાને કાન સાભળ્યુ છે. એ વાત કરનારા છોકરાઓ કઈ ગરીબ મા બાપનાજ કે ખરાબ ઘરનાજ હોતા નથી, પણ તેઓ મોટા ખાનદાનના અથવા સાધારણ સ્થીતીના અથવા તો પૈસાદાર ઘરના અને માન આપવાને લાયકનાજ

હોય છે પણ આ ખામીને લીધે તેઓ સ્વનામા અથવા તો પરવાસ્તી વખતે પણ તેનો તેજ વીચાર કર્યા કરે છે આ કારણને લીધે તેઓનો હવસ ઉસ્કેરાય છે અને બરબાદ જાય છે આ કારણથી તેઓ સુકાતા જાય છે આખમા ખાડા પડતા જાય છે મો ઉપર પહેલી વહેલી નીશા-નીમા ચકરડી પડે છે હાડકા દેખાવા માડે છે ચામડી સામરી (કાળી) મારતી જાય છે ડોકટરો પણ આ રોગ પારખી શકતા નથી. કારણકે અમે તે વખતે હવસ બરબાદ જતો નથી તેઓની સભાલ લેવાતી નથી ત્યા સુધી તેઓ પોતાનો હવસ બરબાદ કરે છે અને જો એવુ વધુ વખત ચાલે છે તો તેઓને રોગ પણ લાગુ પડે છે

વલી બાપે એવી પણ સભાલ રાખવી જોઇએ કે તેઓ કેવી ચોપડીઓ વાચે છે કેટલી એક વખત તેઓ એવીજ ચોપડીઓ વાચે છે કે જેમા પ્રેમનીજ વાત હોય છે. કે જે ચોપડીઓ જુવાન છોકર-ઓને વાચવાને લાયક હોતીજ નથી કેટલી એક વખતે છોકરા તથા છોકરીઓ આવી ચોપડીઓ પોતાની કબાટ, પેટી, અથવા તો ટેબલના ખાનાઓમા અથવા તો બીછાના નીચે પણ રાખી મુકી કોઇ જાને નાહ તેમ વાચે છે પણ તેથી કોઇને નુકશાન થતુ નથી પણ તેઓ પોતાની જાતનેજ ખરાબ કરે છે

આપણામા જે લગ્નો થાય છે તેમા પણ ખાસ સુધારો કરવો જોઇએ હમ્મેશા છોકરો અને છોકરી લગભગ સરખી ઉમરનાજ જોઇએ. પણ આજકાલ તો એવો રીવાજ આપણામાં ચાલે છે કે છોકરાં કરતા છોકરી નાની જોઇએ અને એ રીવાજથી આજકાલ જે લગ્ન થાય છે તેમા છોકરો ૩૦ વર્ષનો હોય છે તો છોકરી ૧૫ વર્ષની હોય છે આ કારણથી પણ તેઓને પેટે જે છોકરા થાય છે તેઓ બહુજ તાવદાન જેવા હોય છે,

હે ભાઈ ફરીથી હુ તને એક વખત કહુ છું કે તુ તારા બેટાની બરાબર સભાળ રાખજે એટલે હુ એમ નથી કહેતો કે તુ તારા બેટાની પાછળને પાછળ ફરવા કર પણ તે ઘરમા આવે ત્યારપછી તેનો ચહેરો બરાબર જો કે તે ઉદાસ છે કે ખુશમા છે તેના દોરા ગુસ્સામા છે, તે બરાબર તપાસી તેનુ કારણ તુ જાણી લે. તોજ તારો બેટો સુધરી શકશે તેને શાની ખુશબખ્તી છે અથવા તો તેને શાની દલગીરી છે તે જાનવુ જોઇએ. જો છોકરાઓને તમે એમ મો ઉપર પુચ્છસો કે તને શાની દલગીરી છે તો તે તેઓ કદીપણ કહેનાર નથી એ પુછવામા એવી ચાલાકી વાપરવી જોઇએ કે તેઓથી જે ખરૂ હોય તેજ બોલાઇ જાય.

આપણે જોર શબ્દ ઘણી વખત વાપરીએ છીએ. પહેલા તો જે બુટ પહેરીએ છીએ તેનીજ જોરી જોઇએ છે તે તો સેજ ફેર હોય છે તો ચાલતો નથી તો પછી આ માણસનુ જોરૂ અને તેની અદરજ આવો મોટો ફેરફાર તે તે કેમ ચાલતો હશે

હે ભાઇ તુ જો તારા બેટા અથવા બેટીના લગન કરે તો તે તેની સરખી ઉમરનાજ સાથે કરજે તુ તેઓની મરજીજ પુછજે બીજાઓ ઉપર આધાર રાખતો ના.

આપણામા તો આજકાલ મા બાપ ગોથવે છે તેજ જોરૂં કાયમ રહે છે જો તે બેવુની મરજી નથી હોતી તોપણ મા બાપ જબરી કરે છે. કેટલીક વખત છોકરા અથવા છોકરીની મરજી હોય છે તે છતા મા બાપ તે લગ્ન થવા દેતા નથી તેથી પણ સસારમા ખલેલ પડે છે.

આપણામા બીજુ કારણ લાબી ઉમરે લગ્ન થવાનુ એ છે કે છોકરાઓ કહે છે કે અમે કમાતા થઇએ ત્યારે પરણીયે કેની ! પણ

તેના જવાબમાં એટલુજ છે કે તમે ૨૦ થી ૨૫ વર્ષના થાવો છો ત્યાં સુધી તો તમે ચોપડા ઉંચકીને જવાનુ અને આવવાનુંજ સમજો છો. ત્યાર પછી ૨–૩ વર્ષ સુધી તો તમે કોઇ ઓફીસમા કારકુનનીજ નોકરી શોધો છો કારણકે તમુને ચોપડા ઉંચકી જવાની તેવ પડી છે,

અને એ કારણુને લીધેજ તમારૂ ભેજુ કોઇપણ બીજી બાબત ઉપર ચાલતુ નથી. તમે ફકત કોટ પાટલુન–બોાજ બુટ સર્વે પહેરી ફરવાનીજ વાત જાનો છો તમારી આ તેવને લીધેજ તમે ઓફીસોમાં નોકરી શોધો છે. જો તમે મેટ્રીકની પરીક્ષા પસાર કરશો તો જરૂર જાનજો કે તમે કોઇપણ જાતનો વેપાર તો કરી શકવાનાજ નથી પણ તમે કોઇ પણ જાતની ઓફીસ પણ ખોલી શકવાના નથી.

તમે એમજ સમજો છો કે અમે મેટ્રીકની પરીક્ષા પસાર કરી હવે તો અમે ઓફીસમા જઇશુ ને ૧૦૦ રૂપીઆ લાવશુ

પણુ એટલો તો વીચાર કરો કે કોઇ મેટ્રીક થયલાને ૧૦૦રૂપીઆ આપે છે. આજકાલ તો બીજા લોકો ૧૦૦ રૂપીઆની નોકરી હોય છે ત્યા ૨૫ રૂપીઆમા રહેવા તૈયાર થઇ જાય છે, તે પણ વળી બી. એ ને એમ એ. થયલા હોય છે

તેનું કારણ એટલુજ હોય છે કે તેઓનો દરરોજનો પોશાક આપણા જેટલો ભારી હોતો નથી તેઓનો ખાવાનો ખર્ચ પણ બહુજ ઓછો હોય છે. તેઓને પાઉ તથા બીસ્કીટ તો કોઇપણ દીવસ જોઇતાં જ નથી. જ્યાં તેઓ (૨) આના ખર્ચે છે ત્યા આપણે ૧ રૂપીઆ ખરચીએ છીએ.

પરણ્યા પછી કાલે ઉઠીને ૨-૪ છોકરાના બાપ કહેવાસો તમારી ધણીઆની અથવા તો દીકરીની સારી ૧૦૦ ૧૫૦ નીતો આવશે. માદગી તો હમેશાં દરેકનેજ આવે છે તેમ તમારા કુટુબમા પણ કોઇ નહિને કોઇની માદગીનો જરૂર આવસેજ અને તેમા પણ તમારે તનાઇ તુટવુ પડશે તમારા કુટુબમા શાદીનો નવજોતનો એવો બીજો પણ વખત આવશે ત્યારે પણ તમારાથી કઇ શેશ કીધા વગર છુટાશે નહી. આવો વખત તમુને આવશે તો પછી તમે કેવી રીતે તમારો સસાર ચલાવશો તમે જો બી. એ સુધી જશો તો પણ તમુને ૧૦૦ રૂા કોઇ આપવાનુ નથી આજકાલ નોકરીને લીધે હજારો લોકો રખડે છે. અને તેમાં તમે પણ ધીમે ધીમે આવશો તમુને પણ રખડવુ પડશે જો તમારા ઘરમા એક ખીલો ઠોકવાનો હશે તો તમારે સુથારને બોલાવા જવુ પડશે તેના કાલાવાલા કરવા પડશે માટે હે ભાઇ આજકાલ તો હુનર વાલોજ જીતે છે જો તુ વેપાર કરશે તો તેમા તને જરૂર વધારે મલશે. જો તારો વેપાર સારો ચાલશે તો આ હજારો લોકો રખડે છે તેમાના ૨-૫ પણ કામે લાગશે પણ જો તું મેટ્રીકની પરીક્ષા પસાર કરશે, તો તારાથી કદીપણ હુનર તો શુ પણ વેપાર પણ થશેજ નાહ કારણકે જે તને કોટ પાટલુન પહેરી ફરવાની ટેવ પડી છે તે જશે નહિ અને તારાથી મહેનત પણ થશે નહિ અને અંતે પણ તારે કારકુનજ કામ કરવુ પડશે હે ભાઇ તુ જો અભીયાસજ કરવા માગતો હોય તો તુ વકીલ, બેલીસ્ટર, કે ડૉકતર થાય ત્યા સુધી શીખ મે એક અગ્રેજી ચોપાનીઆમાં એવુ પણ વાચ્યુ છે કે,—

**True aim of education.** People are always thinking of education as a means of livelihood Education is not a profitable business, but a costly one, nay, even the best attainments of it are always unprofitable in any terms of coin. No profitable in any terms of coin No nation ever made its bread either by its great arts, or its great wisdom By its minor arts or manufactures, by its practical knowledge, yes, but its noble scholarship its noble philosophy and its noble art are always to be brought as a treasure, not sold for a livelihood You do not learn that you may live you live that you may learn.

એક છોકરાનો બાપ સુથાર હોય તે ઘણામા ઘણો રથીરા રૂા રોજ લાવે તેટલામાં તે પેતાના ૨–૪ છોકરાનુ અને વળી છોકરાઓની અગ્રેજી સ્કુલની ૧૦ રૂપીઆ ફી ને વલી વર્ષ પુરૂ થતાં જો પાસ થયો તો થીક નહી તો ફરીથી આખુ વર્ષ જો પાસ થાય તો તેની પછાડી ૨૦થી૩૦ રૂપીઆના ચોપડા એ તે બધુ એક સુથાર કે લુહાર કે ઓફીસમા જઇને કારકુનનુ કરનાર, ૧૦૦ રૂા લાવનાર તે આવો છોકરાનો ખર્ચ કયાથી પુરો પાડે. પણ જો એક છોકરાને ૩–૪ ચોપડી શીખવી કે પછી હુન્નર આપ્યો હોય. તો તે ૫–૬ વરસમાં તો તે હુનરમા એટલો બધો વધી જાય અને દુનીઆ કેવી રીતે ચાલે છે તે સમજી જાય કે તે નહિ તોબી ૫ રૂા રોજ કમાતો થઇ જાય પણ

તેની સાથનો છોકરો હજુ તો મેટ્રીકમાં ધકકા ખાતો હોય તેને દુની આનુ જરા પણ ભાન હોતુ નથી તે ગોટપીટ સોટપીટ કરવાનુ અને એ પલ્સ બીને બી પલ્સ સી કર્યા કરે છે તે સમજી શકનો નથી કે મારે પૈસા કેવી રીતે મેલવવા તેને મેટ્રીકની પરીક્ષા પસાર કીધા પછી બીજા પાચ વર્ષ સુધી તો રખડવુ પડે છે તો પણ તે પ રૂપીઆ રોજ કમાઇ શકતો નથી કારણકે તેની પાસે હુન્નર હોતો નથી કેટલીએક વખત છોકરાઓને સ્કુલે જવુ ગમતું નથી તોપણ મા બાપો મેટ્રીક પાસ કરો એમ કરી જબરીથી મોકલે છે તેમા એટલુજ થાય છે કે તેઓ જબરીને લીધે જાય છે પણ આખરે કઇપણ શીખી શકતા નથી અને તેઓ પોતાનો વખત નકામો ગુમાવે છે તેના કરતા જો તેને કોઇપણ લાઇનમા નાખ્યો હોય તો તે શીખી શકે છે તેમ મેટ્રીક થયલા કરતા વધારે ગ્નાન મેલવી શકે છે. એ પલ્સ બીને બી પલ્સસી એ કઇ કૈથે કામ આવતુ નથી કૈથે બજારમા જઇ એવુ બોલશે તો ધબબો ખાઇ પાછા આવશે માટે હે બાઇ તું જરા હવે વીચાર કરજે પછી તો જેવી તારી અને તારા દીકરાઓની મરજી

**જે બીજી બે બાબત વીશે કહેવાનુ રહેલુ છે તે બીજા ભાગમાં કેહેવામાં આવશે.**